દીર્ઘ કરી શકીએ છીએ. કાળ અને કર્મનો આપણે જય કરી શકીએ છીએ તથા યથેચ્છ સમય આ બ્રહ્માંડમાં પ્રેચ્છીએ તે સ્થળમાં ગતી કરી શકીએ છીએ. આ વિના બીજાં અલૌકિક સામર્થ્યોને પણ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ. જે સંબંધમાં સ્વરૂપમાં આપણે માત્ર પ્રકાશ કરીએ છીએ.

સત્ય કહીએ તો આપણા શરીરવિષે આપણે કંઇ જ જાણતા નથી, અને તે વિષે જાણવું એ સહજ પણ નથી. દાક્તરનો ધંધો શિખનાર વિદ્યાર્થીને દવાખાનામાં આપણા શરીરમાં શું રહ્યું છે તે જણાવવા માટે કોઇ મુડદાને ચીરે છે, અને વિદ્યાર્થીને તેમાં શું રહેલું છે તે શિખવે છે, આ સંબંધમાં શોધ કરનાર વિદ્વાન્ ગણાતા પુરુષોએ શરીરની આ જ પ્રમાણે અર્થાત્ મુડદાં ચીરીને શોધ કરી હોય છે. અથવા તો આ સંબંધમાં શોધ કરનાર કોઇ જીવતા જનાવરને ચીરે છે, અને તેની અંદર શું શું રહેલું છે, કેવી વ્યવસ્થા છે, એ વગેરે જાણવાનો પ્રયત્ન કરે છે; પરંતુ આ પ્રમાણે કરવાથી આપણે ઘણું ઓછું જાણી શકીએ છીએ. કારણ કે શરીરની અંદરના અત્યંત સૂક્ષ્મ ભાગોમાં જે કાંઇ થતું હોય છે તે આ પદ્ધતિથી જણાતું નથી. શરીરની અંદરના અત્યંત સૂક્ષ્મ ભાગોમાં ચાલતી ક્રિયાને આપણે ત્યારે જ જાણી શકીએ છીએ કે જયારે આપણું મન અત્યંત સ્થિર થઇને ઉંડે અને ઉંડે ઉતરતું જાયં છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આપણા શરીરરૂપી સાંચાના તમામ ભાગોને પ્રાણ ગતીમાન્ કરે છે. અને આ પ્રાણને શોધતા શોધતા જો આપણે અંતર પ્રવેશ કરીએ છીએ તો શરીરના તમામ વિભાગમાં ચાલતી ક્રિયાઓના સંબંધમાં આપણે જાણી શકીએ છીએ. શ્વાસ પ્રશ્વાસ એ આ પ્રાણનું સ્થૂલ સ્વરૂપ છે. આ શ્વાસપ્રશ્વાસને નિયમમાં રાખીને તેના દ્વારા પ્રાણ કે જે શરીરના સૂક્ષ્મતમ અવયવોમાં જે કાર્ય કરે છે તે ભાગપર્યંત આપણે પહોંચી શકીએ છીએ, અને તે ક્રિયાનું આપણે દર્શન કરી શકીએ છીએ; એટલું જ નહિ પણ તેની સાથે આપણે તે ક્રિયા અને તે વિભાગ ઉપર આપણા સ્વામિત્વને પણ સ્થાપી શકીએ છીએ; અને આ પ્રમાણે આપણે આપણા આખા શરીરઉપર આપણું સ્વામીત્વ સ્થાપી શકીએ છીએ.

મનના વિવિધ વ્યાપારોમાં અથવા મનની ગતિ થવામાં પણ શરીરની અંદરના Nerve currents મજ્જાતંતુઓની અંદર વહેતા પ્રવાહ પણ કારણભૂત હોય છે, જેથી આ માર્ગે આપણે આપણા શરીરની સાથે મનના ઉપર પણ સ્વામીત્વ સ્થાપી શકીએ છીએ, અને મનની પૂર્ણ પ્રશાંત અવસ્થાને પ્રાપ્ત કરી શકીએ છીએ. અને આ પ્રમાણે થવાથી આપણામાં અનેક પ્રકારનાં વિલક્ષણ અલૌકિક સામર્થ્યો જાગ્રત્ થાય છે, અને આપણે વિવિધ સામર્થ્ય-સંપન્ન થઇએ છીએ. આ સઘળા પરિણામ પ્રાણને વશ કરવાનો છે, તેને નિયમમાં રાખવાનો છે.

પ્રાણાયામના વિવિધ પ્રકારો છે, અને તે સર્વનાં જૂદાં જૂદાં અદ્ભુત ફળ છે. આ ફળો શામાટે કેવા કારણોથી મળે છે, તે પણ આપણો અધિકાર વધતાં આપણે જાણી શકીએ છીએ. પરંતુ આ બાબતો અત્યંત સૂક્ષ્મ છે અને તત્કાલ આપણે સમજી શકીએ તેમ નથી. અથવા ધારો કે કદાચ તે આપણે જાણી અથવા તે બાબતો આપણે સમજ્યા પણ તેનો કંઇ તત્કાળ અર્થ નથી, અથવા તેથી આપણને કંઇ તત્કાલ લાભ નથી. કારણ કે જાણવા માત્રથી કોઈ હિત સધાય તેમ નથી. જે કરવું જોઇએ તે આચાર સિદ્ધ કરવું જોઇએ. ધીમે ધીમે આપણે અભ્યાસપૂર્વક આગળ વધવું જોઇએ તો જ તેથી લાભ થાય છે. અભ્યાસ વિના કંઈ જ ફળ થાય તેમ નથી, એ અવશ્ય કરીને લક્ષમાં રાખવું. માટે બુદ્ધિમાને તો ક્રમેક્રમે અભ્યાસને જ સિદ્ધ કરવો ઘટે છે.

અભ્યાસ અને તે પણ નિત્યનો અભ્યાસ થવો જોઇએ. વળી તે પણ દીર્ઘ સમયપર્યંત થવો જોઇએ, એ સાધકે અવશ્ય કરીને લક્ષમાં રાખવું. અભ્યાસ વિના કંઇ જ અર્થ સરે તેમ નથી. માટે પ્રાણાયામના લાભ લેવા હોય તેમણે અભ્યાસ પરાયણ થવું જોઇએ. એકલી વાતો, કે એકલા જાણવા માત્રથી કંઇ જ અર્થ સધાય તેમ નથી, એનું વિસ્મરણ ન થવા દેવું.

જે મનુષ્યો અભ્યાસ પરાયણ થતા નથી તેમને હજાર શંકાઓ થાય છે અને તે શંકાઓ રહ્યા કરે છે પણ તેનો અંત આવતો નથી. પરંતુ જે અભ્યાસ કરવા માંડે છે તેની શંકાઓ ઓછી થતી જાય છે, અને તેને ફળનું દર્શન થતું જાય છે.

પ્રાણાયામ સવારે અને સાંજે એમ નિયમિત બે સમયે થવા જોઇએ. સવારે સૂર્યોદય પૂર્વે અને સાંજે સૂર્યાસ્ત વખતે. અર્થાત્ બન્ને સંધિના બન્ને સમયે પ્રાણાયામ કરવા જોઇએ. જ્યારે દિવસ રાત્રિમાં પ્રવેશે છે અને જ્યારે રાત્રિનો પ્રવેશ દિવસમાં થાય છે ત્યારે પ્રકૃતિમાં અથવા આ સૃષ્ટિમાં એક પ્રકારની અદ્દભુત પ્રશાંતિ પ્રવર્તે છે. આપણા શરીરને આ સૃષ્ટિસાથે સંબંધ હોવાથી આપણા ઉપર પણ આ ફેરફારની અસર થાય છે, જેથી આ બન્ને સમયે સ્વાભાવિક રીતે આપણા શરીરઉપર તે શાંતિની અસર થાય છે. પિંડ અને બ્રહ્માંડને પરસ્પર નિકટનો સંબંધ છે. બ્રહ્માંડમાં જે ફેરફાર થાય છે તેની અસર પિંડઉપર પણ થાય છે. જેથી આ સંધિના સમયે જે પ્રકારની સ્થિતિ આ સૃષ્ટિમાં થાય છે તે પ્રકારની સ્થિતિ આપણા શરીરમાં પણ પ્રવર્તે છે. જેથી આ સ્વાભાવિક શાંતિના સમયે પ્રાણીમાત્રનો અભ્યાસ કરવો અધિક હિતાવહ છે. કોણે પ્રાણાયામ કરવા અને કોણે ન કરવા એ વગેરે બાબતો આપણે આ વિષયના અંતમાં જણાવીશું.

આ રાજયોગના વિષયમાં જણાવી ગયા પ્રમાણે આપણે પ્રાણાયામ, જપ, ધ્યાન વગેરેને માટે આપણા ઘરમાં એક એકાંત સ્થાન નક્કી કરવું જોઇએ. તેને સ્વચ્છ અને પવિત્ર રાખવું. તેને ઝાડનાં કુંડાં, મહા પુરુષોની છબીઓ વગેરેથી શણગારીને પ્રસન્નતા ઉપજે તેવું કરવું. તેના વાતાવરણને નિત્ય પવિત્ર રાખવું. અને આપણે તેમાં બીજા વ્યાવહારિક વિચારો ન કરવા. તેમ બીજાં માણસોનો પણ તેમાં પ્રવેશ ન થવા દેવો. માત્ર જપ વગેરે પારમાર્થિક ક્રિયાઓને માટે જ બીજા મનુષ્યોનો પ્રવેશ થવા દેવો જો જરૂર હોય તો. આ સંબંધમાં આપણે આગળ યોગ્ય સૂચના કરી ગયા છીએ જેથી અત્ર વિસ્તાર કરતા નથી.

આવા પવિત્ર સ્થાનમાં સ્નાનથી શુદ્ધ થઇને તથા પવિત્ર ધોએલું વસ્ત્ર પહેરીને પ્રવેશ કરવો. પ્રથમ આસનઉપર બેસીને પ્રાણીમાત્ર સુખી થાય, પ્રાણીમાત્રને શાંતિ મળે એવી ભાવના કરવી. આ પ્રકારની ભાવના નિત્ય કાં તો આપણો નિત્યક્રમ શરુ કરતા પૂર્વે ફાવે તો પૂર્વે અથવા તો આપણો ક્રમ પરવારી ગયા પછી કરવી. પણ નિત્ય કરવી. કારણ કે તેનુ આપણને ઘણો લાભ થવાનો સંભવ છે. બીજાનું કલ્યાણ ઇચ્છવું, એ આપણું જ કલ્યાણ ઇચ્છવાતુલ્ય છે.

તે પછીથી આપણું શરીર અત્યંત સુદૃઢ છે, એ પ્રમાણે ધારવું, ભાવના કરવી. આપણા શરીરવડે આપણે ધારીએ તે આસન પ્રાણાયામાદિ સાધી શકીએ તેમ છીએ. એ પ્રકારની ભાવના કરવી. મનને પણ બળવાન ધારવું. શરીર અને મન, એ બન્ને આપણી કાર્યસિદ્ધિનાં સાધન છે, તેમને બળવાન ધારવાં. નિર્બળ શરીર અને નિર્બળ મનવાળા મનુષ્યથી કંઇ જ થઇ શકતું નથી. માટે દૃઢ શ્રદ્ધાપૂર્વક શરીર તથા મનને બળવાન્ ધારવાં, અથવા તેવી ભાવના કરવી. સુદૃઢ શરીર અને સુદૃઢ મનવડે જ આપણે આ દુસ્તર સંસાર-સિંધુને તરી જઇએ છીએ. શરીરની કે મનની નિર્બળતા કદી પણ સેવવી નહિ.

પ્રાણાયામ એટલે માત્ર શ્વાસપ્રશ્વાસની કોઇ ક્રિયા એટલો જ તેનો અર્થ સમજવાનો નથી; શ્વાસપ્રવાસ એ, આપણે આગળ જણાવી ગયા તે પ્રમાણે પ્રાણનું અથવા પ્રાણતત્ત્વનું એક સ્થૂલ સ્વરૂપ છે. અને આરંભમાં આપણે આ શ્વાસપ્રશ્વાસનું જ પ્રારંભ કરવાનો હોય છે. પણ ખરો પ્રાણાયામ અંતરમાં ઉંડે ઉતરવાથી જ શરૂ થાય છે. માત્ર શ્વાસ લેવો અને મૂકવો એ પ્રાણાયામ નથી, અથવા તો તે પ્રાણાયામનું અત્યંત સ્થૂલ અંગ છે.

હિંદુસ્થાનમાં થઇ ગએલા તત્ત્વવિદ્ પુરુષો કહે છે કે આ અખિલ દૃશ્ય થતું અથવા દૃષ્ટિગોચર થતું વિશ્વ અથવા સૃષ્ટિ બે પદાર્થમાંથી રચાઇ છે. તેમાંનો એક પદાર્થ તે આકાશ છે. આ આકાશતત્ત્વ સર્વ વ્યાપક છે, તથા તે સર્વ વસ્તુમાં પ્રવેશેલું છે, અને તે સદ્રુપ છે. જે જે પદાર્થ અથવા વસ્તુને આકાર જોવામાં આવે છે તે આકારવાળી વસ્તુ માત્ર આ આકાશ તત્ત્વમાંથી ઉપજેલી છે. પદાર્થમાત્રનું મૂળ આ આકાશ જ છે. આ સૃષ્ટિનું કારણ આ આકાશ જ છે. આ આકાશ જ વાયુરૂપ થાય છે, તે જ દ્રવરૂપ થાય છે, અને તે જ સ્થૂલ પદાર્થરૂપ થાય છે. તેનાં જ આ બધાં જૂદાં જૂદાં રૂપ છે. આ આકાશ જ ગ્રહ, ઉપગ્રહ, ચંદ્ર, તારા, સૂર્ય વગેરે રૂપ થાય છે અથવા તે રૂપે પ્રકાશે છે, વા પરિણામ પામે છે. આ આકાશ જ મનુષ્યના અને પ્રાણીમાત્રના શરીરરૂપ થાય છે. જે જે કંઈ આપણી આસપાસ આપણે જોઇએ છીએ તે સર્વ આ આકાશમાંથી જ પ્રકટેલું છે. જે કંઇ આપણે આપણી સ્પર્શેન્દ્રિય આદિ ઈન્દ્રિયોવડે જાણી શકીએ છીએ અથવા

અનુભવી શકીએ છીએ, તથા જે કંઈ અસ્તિત્વમાં આવેલું જણાય છે તે આ આકાશમાંથી જ પ્રકટેલું છે. આ આકાશ તત્વને આપણે જોઇ શકતા નથી, કારણ કે તે અત્યંત સૂક્ષ્મ છે. જ્યારે આ આકાશ સ્થૂલરૂપને ધારણ કરે છે ત્યારે તે આકારને ધારણ કરે છે ત્યારે જ આપણે તેને જોઇ શકીએ છીએ. આ સૃષ્ટિના આરંભમાં બીજું કંઇ જ નહતું પણ માત્ર આ એક આકાશ જ હતું. તે જ પ્રમાણે સૃષ્ટિના અંતમાં પણ બીજું કંઇ પણ હોતું નથી, પણ માત્ર આ આકાશ જ હોય છે. પદાર્થ માત્ર—ઘનરૂપ, દ્રવ રૂપ, કે વાયુરુપ સર્વ આ આકાશમાં વિલાઇ જાય છે. અને એક આકાશ જ માત્ર શેષ રહે છે. અને પુનઃ જ્યારે નવી સૃષ્ટિ થવાની હોય છે ત્યારે આ આકાશમાંથી સર્વ પદાર્થો ઉદ્દભવે છે વા ઉત્પન્ન થાય છે.

આ આકાશ ઉપર જણાવ્યા પ્રમાણે જે વિવિધ રૂપને અથવા વિવિધ આકારને ધારણ કરે છે તે કઇ શક્તિવડે ધારણ કરે છે? આ શક્તિ તે પ્રાણની શક્તિ છે. આ પ્રાણ પણ આકાશની પેઠે અનંત અને સર્વવ્યાપી છે અને જ્યાં જ્યાં આકાશ વિદ્યમાન છે ત્યાં ત્યાં આ પ્રાણ પણ વિદ્યમાન છે.

જે જે સામર્થ અથવા શક્તિ ( Power ) આ સૃષ્ટિમાં પ્રતીત થાય છે તે સર્વ આ પ્રાણનું જ સ્વરૂપ છે. સૃષ્ટિના પ્રારંભકાળે આ પ્રાણની શક્તિવડે જ આ વિશ્વ રચાય છે તથા તેનાં વિવિધ રૂપોવડે જ તેનું પાલન અથવા તેનો નિર્વાહ થાય છે. અને સૃષ્ટિના વિલય વખતે આ સર્વ સામર્થ્યો પોતાના મૂળ કારણ પ્રાણમાં પ્રવેશે છે અથવા તેમાં વિલાઇ જાય છે.

ગતિઆગતિરૂપ જે શક્તિ વિશ્વમાં પ્રતીત થાય છે તે આ પ્રાણનું જ રૂપાંતર છે. ગુરુત્વાકર્ષણ એ પણ આ પ્રાણની જ એક શક્તિ છે. આ વિશ્વના પદાર્થમાત્રને ગતિમાં મૂકનાર આ પ્રાણની જ આદ્યશક્તિ છે. મનુષ્યનાં તથા પ્રાણીમાત્રનાં શરીરોને હલનચલનરૂપ ગતિને આપનાર તથા તે શરીરોની અંદરની વ્યવસ્થાને ચલાવનાર આ પ્રાણ જ છે, તેની જૂદી જૂદી શક્તિઓ છે. સૂક્ષ્મ વિચારથી માંડીને શરીરની સ્થૂલમાં સ્થૂલ ગતિ, એ સઘળું આ પ્રાણનું જ સ્વરૂપ છે. શારીરિક તેમ માનસિક સામર્થ્ય અથવા શક્તિમાત્રનું મૂળ આ પ્રાણ છે, અને પરિણામે તે સર્વ તેમાં જ વિલાઇ જાય છે.

જ્યારે આ દૃશ્ય સૃષ્ટિ ન હતી ત્યારે શું હતું ? ત્યારે માત્ર એક આકાશ જ હતું. અને તે પણ ગતિવિનાનું આકાશ હતું. પણ તેમાં આ પ્રાણ અંતર્ભૂત હતો અને તે અપ્રકટરૂપે અથવા સુક્ષ્મ રૂપમાં તેમાં વિદ્યમાન હતો. આ પ્રાણની શક્તિવડે આ વિલક્ષણરૂપે પ્રતીત થતું વિશ્વ અથવા જગત્ આકાશમાંથી ઉદ્દભવે છે અથવા રચાય છે. આ અદ્દભુત સામર્થ્યવાળા પ્રાણનું સ્વરૂપ જાણવું, તેનું જ્ઞાન મેળવવું અને તેને નિયમમાં રાખવો, એ પ્રાણાયામનું સ્વરૂપ છે.

અને આ પ્રમાણે જે આ પ્રાણને નિયમમાં રાખે છે, જે તેને આ વિશ્વનાં મહાઅદ્દભુત સામર્થ્યો હસ્તગત થાય છે; તેને અનંત શક્તિ પ્રાપ્ત થાય છે, અને તે આ વિશ્વમાં ધારે છે તે કરી શકે છે. જે મનુષ્ય આ પ્રાણને વશ વર્તાવી શકે છે તે ધારે તો આ સૂર્યચંદ્રને પોતાના સ્થાનમાંથી ખસેડી શકે છે, ઇચ્છે તે તારાને તેના સ્થાનમાં સ્થાનાંતર પમાડી શકે છે, આ વિશ્વના એક નાનામાં નાના અણુથી માંડીને મોટામાં મોટા સૂર્યને તે ઇચ્છાનુકૂલ ગતિ આગતિ આપી શકે છે તથા તેમને ઇચ્છાનુકૂલ નચાવી શકે છે. તે આખા વિશ્વને વશ વર્તાવી શકે છે; કારણ કે આ સૃષ્ટિનું મૂળ કારણ જે પ્રાણ તેના ઉપર તેણે સ્વામિત્વ મેળવ્યું છે. મોટાં મોટાં યંત્રોને ચલાવનાર મનુષ્ય જેમ ઇચ્છા થતાં કળ ફેરવી તેમને ચલાવી શકે છે, અથવા તો કળ ફેરવી તેમને અટકાવી શકે છે, કારણ કે તે યંત્રોને ચલાવનાર શક્તિઉપર તેનો કાબુ છે, તેનું સ્વામીત્વ છે. તે પ્રમાણે આ સૃષ્ટિને ગતિ આપનાર અથવા ઉત્પન્ન કરનાર પ્રાણતત્ત્વ ઉપર જેનો કાબુ છે, જેનું સ્વામીત્વ છે, તે યોગી આ સૃષ્ટિના તમામ પદાર્થોઉપર, આ આખી સૃષ્ટિઉપર જય મેળવી શકે છે અને તેને યથેચ્છ વશ વર્તાવી શકે છે. પ્રાણાયામનો આ જ ઉદ્દેશ છે. જ્યારે યોગીને પ્રાણાયામ સિદ્ધ થાય છે ત્યારે આ વિશ્વમાં એવી એક પણ વસ્તુ નથી, જે તેને વશ ન વર્તે. તે દેવોને પણ આજ્ઞા કરે તો તેમને તાબે થવું પડે છે. વિશ્વની શક્તિમાત્ર તેને અધીન થઇ રહે છે. તે સૂર્યચંદ્ર કે તારાની ગતિને ઇચ્છે તો અટકાવી શકે છે. કારણ કે સૂર્ય ચંદ્રાદિને ગતિ આપનાર જે પ્રાણતત્વ છે, તેનો આ યોગીએ જય કર્યો છે. જે આ પ્રાણતત્ત્વનો જય કરે છે તે પોતાના મનનો જેમ જય કરે છે, તેમ બીજાના મનનો પણ જય કરે છે. કારણ કે મનને પણ ગતિ આપનાર આ પ્રાણતત્ત્વ છે. પ્રાણાયામથી

મન શી રીતે સ્થિર થાય છે, અથવા તેને શી રીતે વશ વર્તાવી શકાય છે, તે અત્ર આપણને સ્પષ્ટ થાય છે. શરીર અને મનના કારણરૂપ આ પ્રાણતત્ત્વ છે, અને તેનો જય કરવાથી તે બન્નેનો જય થઈ શકે છે.

પુરાણ વગેરેમાં ધ્રુવ આદિ પુરુષોના સંબંધમાં એવી કથા છે, કે તેમણે ઉગ્ર તપશ્ચર્યાના અંતમાં પ્રાણનો પણ નિરોધ કર્યો હતો અને તેથી આખા ત્રિભુવનમાં મહા ક્ષોભ થયો હતો. આ પિંડને અને બ્રહ્માંડને નિકટનો સંબંધ છે. જેથી યોગી જો પોતાના શરીરના પ્રાણની સાથે ભાવનાપૂર્વક આ બ્રહ્માંડગત પ્રાણનો નિરોધ કરવાનો સંકલ્પ કરે છે, તો તે પ્રમાણે તે કરી શકે છે, અને ત્રિભુવનમાં ચૌદભુવનમાં અથવા અખિલ વિશ્વમાં તે ક્ષોભ ઉત્પન્ન કરી શકે છે. તેથી યોગી ધારે તો આ બ્રહ્માંડમાં રહેલા ગમે તે પદાર્થની ગતિને આ રીતે અટકાવી શકે છે. પ્રાણાયામવડે યોગી જેમ પોતાના શરીરને અને મનને વશ વર્તાવી શકે છે તેમ તે બીજાના શરીર તથા મનને પણ વશ વર્તાવી શકે છે, કારણ કે તે બન્નેના કારણભૂત તત્ત્વનો તેણે જય કર્યો છે.

આ પ્રાણતત્ત્વનો શી રીતે જય કરવો, શી રીતે તેને વશ વર્તાવવું, એ જ પ્રાણાયામનો ઉદ્દેશ છે. પ્રત્યેક મનુષ્યે તે જ્યાં હોય ત્યાંથી જ તેણે પ્રારંભ કરવો જોઇએ, અને તેણે પોતાની પાસેમાં પાસે જે વસ્તુ હોય તેનો જય કરતાં શીખવું જોઈએ. મનુષ્યનું પોતાનું શરીર તથા મન, એ તેની પાસેમાં પાસેની વસ્તુઓ છે, અને તેથી તેણે આ બે વસ્તુઓનો પ્રથમ જય કરવા વિચારવું ઘટે છે. જે પ્રાણતત્ત્વ આપણા શરીરને તથા મનને ગતિ આપે છે, તેને ક્રિયાવાન્ કહે છે તે પ્રાણ આપણી પાસેમાં પાસેનો છે, અને તેથી તેને વશ વર્તાવવો એ આપણું પ્રથમ કર્તવ્ય છે. આ અખિલ વિશ્વવ્યાપી પ્રાણતત્ત્વનો જે મહાસમુદ્ર ભરેલો છે, તે મહાસમુદ્રનું આપણો પ્રાણ એ એક મોજું છે, કે જે મોજું આપણા શરીર તથા મનને ક્રિયાવાન્ તથા ગતિમાન્ કરે છે. જો આપણે આ નાના મોજાને વશ વર્તાવતાં શીખીએ છીએ તો પરિણામે તે જ જ્ઞાનવડે આપણે આખા સમુદ્રને પણ વશ વર્તાવતાં શીખીએ છીએ. જે યોગી આ કળા જાણે છે, અથવા આ જ્ઞાનસિદ્ધ કરે છે, તે સર્વનો સ્વામી થાય છે. તે સર્વશક્ત થાય છે, તે સર્વજ્ઞ થાય છે.

કેટલાક વખતથી અમેરીકા તથા યુરોપમાં મનના સંકલ્પથી રોગો મટાડનારા ( Mind healers ), શ્રદ્ધાથી રોગો મટાડનાર ( Faith-healers ), પ્રાણવિનિમય ( Mesmerism ) થી રોગો મટાડનારા, દ્યોતન ( suggestion ) થી રોગો મટાડનારા, અને આવાજ બીજા જૂદાં જૂદાં નામોથી, કે જૂદી જૂદી વિદ્યાથી રોગો મટાડનારા જોવામાં આવે છે. તેમને ન્યૂનાધિક અંશમાં વિજય પણ મળે છે. પણ આ સર્વનું કારણ તેઓ જાણતા હોય કે ન જાણતા હોય પણ પ્રાણતત્ત્વ જ છે. યોગી માત્ર સંકલ્પવડે બીજાના રોગો મટાડી શકે છે, તેનું કારણ તેમણે કરેલો આ પ્રાણતત્ત્વ ઉપરનો જય જ છે. વળી તે આ સૃષ્ટિમાં ધારે તે ચમત્કાર કરી શકે છે, તેનું કારણ પણ આ જ છે. તે વર તથા શાપરૂપ ફળને બીજાના સંબંધમાં ઉપજાવી શકે છે તેનું કારણ પણ તેમનું યોગબળ અથવા સંકલ્પબળ છે.

પ્રત્યેક મનુષ્યમાં પ્રાણ એ તેના જીવનના આધારભૂત શક્તિ છે. અને વિચાર એ આ પ્રાણનો અત્યંત સૂક્ષ્મ અને ઉંચામાં ઉંચો પદાર્થ અથવા પરિણામ છે. વિચારના ઘણા ભેદ છે. વિચારની પણ જૂદી જૂદી ભૂમિકા છે. આપણને મચ્છર કરડે તો આપણો હાથ એની મેળે ઉંચો થઇ જાય છે, અથવા હાલી જાય છે, એ પ્રેરણા શક્તિ ( Instinct ) ને લીધે છે. આ પણ વિચારની જ એક ક્રિયા અથવા તે પણ વિચારની જ એક ભૂમિકા છે. જે સ્થિતિમાં રહીને આપણે તર્ક કરી શકીએ છીએ, વાદવિવાદ કરી શકીએ છીએ, વિચાર કરી શકીએ છીએ તે ભૂમિકા તે મનની જાગ્રત્ અવસ્થા છે. તો પણ આ ભૂમિકા પણ મર્યાદિત છે. તેની શક્તિ અમુક મર્યાદાપર્યંત જ પહોંચે છે, એથી પર તે જઇ શકતી નથી. જે વર્તુલની અંદર આ શક્તિ કાર્ય કરે છે તે વર્તુલ મર્યાદિત છે તે ઘણું નાનું છે. વર્તુલથી પર આ જાગ્રત્ મન જઇ શકતું નથી અને એથી પર જોવા જાણવાનું તેનું સામર્થ્ય નથી. મનની સત્તા આથી પણ ઉચ્ચ ભૂમિકામાં જાય છે, અથવા ત્યાંપર્યંત તે પહોંચે છે. આ ભૂમિકા તે જાગ્રત અવસ્થાથી પર છે. જ્યારે સમાધિપર્યંત સાધક પહોંચે છે ત્યારે તે દશામાં મન પૂર્ણ સ્થિર થાય છે, તેનો પૂર્ણ નિરોધ થાય છે, અને આ વખતે તે ઉપર જણાવી તે પ્રેરણા-શક્તિ ( instinct ) ના તથા વિચારશક્તિ ( reason ) ના પ્રદેશથી

પર જાય છે, અને આ બન્ને પ્રદેશથી નવિન પ્રદેશનો અનુભવ કરે છે અને નવિન જ્ઞાન પ્રાપ્ત કરે છે. જો પ્રાણને યોગ્ય વિધિથી કેળવવામાં આવે છે, જો યોગ્ય વિધિથી પ્રાણાયામ કરવામાં આવે છે તો તે મનને વેગ આપીને તેનો નિરોધ કરીને તેને સમાધિપર્યંત લેઇ જાય છે, અને સાધકને નવિન અનુભવ કરાવે છે.

આ વિશ્વમાં પ્રત્યેક પદાર્થમાં એક જ પદાર્થ (substance) વ્યાપક છે, અથવા વિદ્યમાન છે, આ પદાર્થની દૃષ્ટિથી જોતાં આ અખિલવિશ્વ એક જ છે. તેમાં ભેદ નથી. આ પદાર્થની દૃષ્ટિથી મારા શરીરમાં, તમારા શરીરમાં અને આ સૂર્યમાં કંઇ જ ભેદ નથી. તે સર્વ એક પદાર્થ (Substance અથવા matter) નાં જ બનેલાં છે. એક મેજ અને આપણું શરીર એ બન્ને આ પદાર્થની દૃષ્ટિથી એક જ છે. કારણ કે તે બન્ને એક જ દ્રવ્યમાંથી બનેલાં છે.

જે પદાર્થ અથવા દ્રવ્યમાંથી આ બ્રહ્માંડ રચાયું છે તે દ્રવ્યના અનંત મહાસાગરનું આ બ્રહ્માંડનો પ્રત્યેક નાનો મોટો પદાર્થ એક મોજું છે, કે જેમાં કોઇ પણ મોજું સ્થિર નથી. નદીના વહેતા જળમાં જે ઠેકાણે વમળ થાય છે તે ઠેકાણે જોઇએ તો જણાય છે કે પ્રત્યેક ક્ષણે તેમાં નવું અને નવું પાણી આવતું જાય છે, તે પ્રમાણે આ વિશ્વ પ્રવાહમાં અથવા આ સંસાર સરિતમાં પ્રત્યેક પદાર્થ એક વમળ જેવો છે, જે પ્રત્યેક ક્ષણે રૂપાંતરને પામ્યા જ કરે છે.

આપણા શરીરને એક વમળરૂપે ધારીને જોશો તો જણાશે કે તેમાં પ્રત્યેક ક્ષણે કેટલાએ નવા અણુઓ પ્રવેશે છે, તેમાંના જીર્ણ અણુઓ વળી છુટા પડી જાય છે, અને આ પ્રમાણે તેનું રૂપાંતર નિરંતર થયાં કરે છે. આ જ પ્રમાણે પશુપક્ષી વૃક્ષ વગેરે સર્વ પ્રાણીઓના સંબંધમાં બન્યા કરે છે. આ વિશ્વના સમગ્ર પ્રાણી-પદાર્થો આ જ પ્રમાણે નિરંતર રૂપાંતરને પામ્યા કરે છે. એક સ્થિતિમાં આ વિશ્વમાં કંઇ જ રહેતું નથી. જે કંઇ આપણને એક સ્થિતિમાં જણાય છે, તે માત્ર આપણી ભ્રાંતિ છે. આવા નિત્ય રૂપાંતર અથવા સ્થાનાંતર પામતા પદાર્થ અથવા અણુઓના એક સમૂહને આપણે ચંદ્ર કહીએ છીએ, બીજાને સૂર્ય કહીએ છીએ, ત્રીજાને પૃથ્વિ કહીએ છીએ, અને ચોથાને આપણું શરીર

કહી છીએ. પણ પદાર્થ અથવા દ્રવ્યની દૃષ્ટિથી : આ સર્વ એક જ છે. તે સર્વ શરીરો આ વિકારી પદાર્થમાંથી જ બનેલાં છે, અને તેમાં નિત્ય વિકાર થયાં કરે છે. આ વિશ્વમાં કશું સ્થિર નથી. આ જગતને રચનાર આ પદાર્થનું નિત્ય પૃથક્કરણ અને એકીકરણ થયાં કરે છે, અને આ વિશ્વ જેમ છે તેમ આપણને પ્રતીત થાય છે.

એથી આગળ વિચાર કરીએ તો જણાય છે, કે આકાશ તત્ત્વમાં અત્યંત સૂક્ષ્મ આંદોલનાત્મક ગતિ આપણી દૃષ્ટિએ આવે છે, અને આપણને જણાય છે કે આ આખું વિશ્વ આ આંદોલનોનું બનેલું છે. આ વિશ્વમાં જે ગતિ અથવા સામર્થ્ય કાર્ય કરી રહ્યું છે તે એક જ છે. તેની માત્ર બે અવસ્થા છે. એક પ્રકટ અને બીજી અપ્રકટ અથવા સુપ્ત અથવા સામ્ય. પણ આ બન્ને અવસ્થાવાળું તે તત્ત્વ અથવા શક્તિ એક જ છે. આ શક્તિસ્વરૂપ પ્રાણ તત્ત્વનો જય કરવો, એ પ્રાણાયામ છે.

આપણા શરીરમાં આ પ્રાણની સ્થૂલ અને પ્રકટ કળા આપણને આપણાં ફેફસાંમાં જણાય છે. જો આ ફેફસાં કાર્ય કરતાં બંધ થાય છે તો આપણા શરીરમાં ચાલતી તમામ ગતિ તરત અટકી પડે છે અથવા બંધ થઇ જાય છે. તો પણ એવા પણ મનુષ્યો જોવામાં આવે છે, કે જે પોતાના હૃદયની ગતિને બંધ પાડી શકે છે છતાં તે જીવતા રહે છે. એવા પણ મનુષ્યો જોયા છે, કે જે જમીનમાં ઘણા દિવસ સુધી દટાઇ રહે છતાં શ્વાસ લીધાવિના તે જીવી શકે છે. સૂક્ષ્મને પહોંચવામાટે આપણે સ્થૂળનો આશ્રય લેવો પડે છે અને તો જ આપણે તે સૂક્ષ્મને પહોંચી શકીએ છીએ. પ્રાણાયામનો એ જ આરંભમાં અર્થ, કે આ આપણા હૃદયની ગતિનો આપણે જય કરવો, તેને વશ વર્તાવવાં આ ગતિને શ્વાસ પ્રશ્વાસ સાથે સંબંધ છે, એ ઉઘાડું જ છે. પરંતુ શ્વાસપ્રશ્વાસ આ ગતિને ઉત્પન્ન કરનાર નથી, પણ ખરી રીતે તો આ ગતી જ શ્વાસપ્રશ્વાસને ઉત્પન્ન કરનાર છે આ ગતિજ બહારથી હવાને અંદર ખેંચે છે, અને તેથી શ્વાસપ્રશ્વાસ ચાલે છે. આરંભમાં ફેફસાંને ગતિ આપનાર પ્રાણ જ છે, અને તે ગતીને લીધે તે પછી હવાને અંદર ખેંચે છે. પણ ચાલક શક્તિ તે આ પ્રાણની છે. તેથી પ્રાણાયામ એ શ્વાસપ્રશ્વાસની

ક્રિયા નથી, પણ જે શક્તિ અથવા ગતિ ફેફસાંને ગતિ આપે છે તેનો જય કરવો તે. આ ગતિ પ્રથમ ફેફસાંમાં રહેલા સૂક્ષ્મ મજ્જા તંતુમાં ઉત્પન્ન થાય છે, ત્યાંથી પછી તે ફેફસાંમાં અને તેમાં રહેલા સ્નાયુઓદ્વારા પ્રસરે છે, તે શક્તિ અથવા ગતિને વશ વર્તાવવી, એ પ્રાણાયામ છે. જ્યારે આ પ્રાણનો આપણે જય કરીએ છીએ ત્યારે આપણે આપણા શરીરમાં રહીને તે જે જે કાર્ય કરે છે, તે સઘળાં કાર્ય આપણી સત્તામાં આવે છે. આ પ્રમાણે થવાથી મનુષ્ય પોતાના શરીરના ગમે તે અવયવ ઉપર સ્વામીત્વ મેળવી શકે છે.

વળી જે જે ઠેકાણે આ શક્તિ સુપ્તરૂપમાં પડેલી હોય ત્યાં ત્યાં આપણે તેને જાગ્રત્ પણ કરી શકીએ છીએ. અને આ પ્રમાણે કરીને આપણે આપણા શરીરના પ્રત્યેક અવયવને આપણી ઇચ્છાને વશ વર્તાવી શકીએ છીએ. યોગી અથવા યોગસાધક આ પ્રમાણે પ્રાણાયામવડે કરી શકે છે, પ્રાણાયામમાં આપણા આખા શરીરને આ પ્રાણતત્ત્વથી ભરવાનું હોય છે. કે જેથી આપણે આપણા આખા શરીરનો જય કરી શકીએ, અને આ તત્ત્વનો જય થવાથી રોગમાત્રનો આપણે જય કરી શકીએ છીએ. એટલું જ નહિ પણ બીજાનાં શરીરોઉપર પણ આપણી સત્તા ચાલે છે, તેમને પણ આપણે ઇચ્છાનુકૂલ વશ વર્તાવી શકીએ છીએ. એવું આપણામાં સામર્થ્ય પ્રકટે છે.

શરીરે બળવાન્ માણસના સંગમાં નિર્બળ મનુષ્ય રહે છે તો સ્વાભાવિકરીતે જ તે નિર્બળ મનુષ્યની નિર્બળતા ઓછી થાય છે, તે જ પ્રમાણે રોગી મનુષ્યના સંગમાં બીજો મનુષ્ય રહે છે, તો તે રોગની અસર તેને થવાનો સંભવ હોય છે. હવે જે સાજો અને બળવાન્ મનુષ્ય છે, તેણે જો બીજા માંદા મનુષ્યને સાજો કરવો હોય છે તો પોતાના શરીરમાંથી તેને આરોગ્ય અને બળ આપવું પડે છે, આ એક રોગ મટાડવાની સાદી રીત છે, તોપણ શરીરે બહુ બળવાન્ અને હૃષ્ટપુષ્ટ ન જણાતા એવા યોગસાધકો પણ બીજા માંદા મનુષ્યને સાજા કરી શકે છે. તેનું કારણ એ છે કે તે પોતાના શરીરમાં રહેલા પ્રાણતત્ત્વની ગતિને પ્રાણાયામની સિદ્ધિવડે અમુક ગતિએ પહોંચાડી શકે છે, અને તે પ્રાણનું પ્રસારણ તે બીજાના શરીરમાં કરે છે, અને તે દ્વારા તેનો રોગ મટાડી શકે છે. આ જ

માર્ગે યોગસાધક દૂર રહેલા મનુષ્યના રોગને પણ મટાડી શકે છે. તે પોતાના પ્રાણતત્ત્વને ગમે તેટલા દૂરના પ્રદેશમાં પ્રેરી શકે છે, અને તેના દ્વારા ધારે તે કાર્ય કરી શકે છે. આ પ્રાણતત્ત્વને ખરી રીતે કંઈ જ દૂર નથી. તે ગમે તેટલે દૂર એક ક્ષણમાં જઈ શકે છે: માત્ર યોગ્ય પ્રેરક જોઇએ, એટલું જ. પરંતુ ઘણા મનુષ્યો ધારે છે તેટલી સહેલી આ વાર્તા નથી. અમુક સ્થિતિએ સાધકે પ્રથમ પહોંચવું પડે છે, અથવા પ્રાણનો અમુક જય કરવો પડે છે, પછી જ આવાં કાર્ય થઇ શકે છે.

કોઇ દરદી માંદો થયો હોય અને તેને દાક્તર એલોપથીની દવા આપે છે અને તેને મટી જાય છે. તેને ઠેકાણે કોઇ હોમીઓપથી જાણનાર આવે છે તો તે દરદીને જલદી સાજો કરી શકે છે, કારણ કે તે રોગીના શરીરમાં રહેલી કુદરતને અડચણ અથવા ખલેલ ન કરતાં તે શક્તિને શાંતિથી કાર્ય કરવા દે છે અને દરદીને ક્ષોભ કરતો નથી. આથી વધારે સુખપૂર્વકરીતે શ્રદ્ધાથી રોગ મટાડનાર મનુષ્ય કાર્ય કરે છે, કારણ કે તે રોગીનામાં શ્રદ્ધા જાગ્રત્ કરે છે, અને હવે મને મટી જશે, એ પ્રકારની તેનામાં શ્રદ્ધા જાગ્રત્ થવાથી તેને આરામ થઈ જાય છે.

પરંતુ આ ઠેકાણે આ શ્રદ્ધાવાદીઓ અથવા શ્રદ્ધાથી રોગ મટાડનારા ભૂલ ખાય છે. તે માને છે, કે તે માત્ર શ્રદ્ધાથી જ બીજાના રોગ મટાડે છે, પણ વસ્તુતઃ તેમ નથી, પણ આવા પ્રસંગે એમ થાય છે કે તે રોગીનામાં શ્રદ્ધાવડે, હવે હું સાજો થઇશ એ પ્રકારની શ્રદ્ધા પ્રકટવાથી પ્રાણતત્ત્વ જાગ્રત્ થાય છે, અને તેનો રોગ મટાડવાનું તે કાર્ય કરે છે, અને જો આ પ્રમાણે ન થતું હોય તો ઘણા પ્રસંગમાં એમ પણ બને છે કે આ શ્રદ્ધાથી રોગ મટાડનારા પ્રયત્ન કરે છે, છતાં હું હવે જીવીશ નહિ, પણ મરી જઇશ, એ પ્રકારનો વિચાર તે રોગીનામાં દઢ થવાથી તેમ જ શ્રદ્ધા કંઇ જ કામ કરતી નથી, અને તે દરદી મરી જાય છે. જો માત્ર શ્રદ્ધાથી જ આ કાર્ય થતું હોય તો આવા દરદીઓ મરી ન જવા જોઇએ.

પણ સત્ય વાર્તા એ છે કે આ ઠેકાણે પ્રાણ જ કાર્ય કરે છે અને તે જ રોગમાત્રને દૂર કરે છે.

જે મનુષ્યે પ્રાણાયામ સિદ્ધ કર્યો હોય છે તે પોતાના પ્રાણની ગતિને અમુક આંદોલનવાળી કરે છે અને પછી તે તેનો પ્રસાર સામા

મનુષ્યના શરીરમાં કરે છે, આ પ્રમાણે કરીને તે સામા મનુષ્યના ગમે તેવા રોગને તે મટાડી શકે છે, રોગ નિવારવાનો વિશ્વમાં આ જ એક અમોઘ ઉપાય છે. આ પ્રાણુ બીજાના શરીરમાં પ્રવેશે છે અને તેના શરીરમાં રહેલા તેના પ્રાણુને જાગ્રત્ કરે છે, અને શરીરમાં પ્રકટેલી કોઇ પણુ અવ્યવસ્થાને તે દૂર કરે છે.

સમર્થ યોગીઓને આ જગતમાં કંઇ પણુ કાર્ય કરવું કઠિન નથી. તે જ્યારે જગતમાં કોઇ મોટું પરિવર્તન કરવા ઇચ્છે છે ત્યારે પોતાના પ્રાણુતત્ત્વને અમુક અદિોલનવાળું અત્યંત બળવાન્ કરે છે અને તે વડે તે ધારે તો આખા જગતને નચાવી શકે છે અને તેને વશ વર્તાવી શકે છે. લાખો મનુષ્યો તેના તરફ ખેંચાયા આવે છે, અને તે જે કહે અથવા મનથી તે જે ધારે તેજ ક્રિયા આ મનુષ્યોને કરવી જ પડે છે. જેમને પોતાના પ્રાણતત્ત્વ ઉપર જય હોય છે તેમની ઇચ્છાશક્તિ અથવા સંકલ્પશક્તિ ( Will power ) અત્યંત બળવાન્ હોય છે. તે સંકલ્પબળવડે તે આ જગતમાં ધારે તે કાર્ય કરી શકે છે. તેમને કંઇ જ આ વિશ્વમાં અશક્ય નથી. બળમાત્ર આ પ્રાણુનો જય કરવાથી જ ઉદ્ભવે છે. કયા કારણુથી વિવિધ અદ્ભુત સામર્થ્યો જાગ્રત થાય છે, તેનું જ્ઞાન ઘણા મનુષ્યોને હોતું નથી. પણુ પ્રાણુતત્ત્વનો જય કરવાથી જ આ અદ્ભુત સામર્થ્યો પ્રકટે છે. આ જ રહસ્ય છે.

આપણુને રોગ ક્યારે થાય છે ? વૈદ્યો અને દાક્તરો અને બીજા ભલે બીજાં અનેક કારણો રોગનાં આપે. પણુ ખરૂં કારણુ તો એ છે કે આપણા શરીરમાં રહેલા પ્રાણુતત્ત્વની વિષમતા થાય છે, ત્યારે રોગ થાય છે. રોગમાત્રનું મૂળ અને વાસ્તવ બળવાન્ કારણુ આ જ છે. બીજાં બધાં કારણો આના પર્યાય છે. હવે આ વિષમતાને દૂર કરવામાં આવે છે તો રોગ સદ્ય મટી જાય છે.

કોઇ ઠેકાણે જરૂર કરતાં આ પ્રાણુ વધારે એકત્ર થાય છે, અને તેથી કોઇ રોગ થઇ આવે છે. આવા પ્રસંગે તે ઠેકાણે વિશેષ પ્રમાણુમાં એકત્ર થએલા પ્રાણુને પ્રાણુાયામવડે દૂર કરવામાં આવે છે અને પ્રાણુની સમસ્થિતિ શરીરમાં કરવામાં આવે છે તો તે અવ્યવસ્થા તરત મટી જાય છે. અને પ્રાણુાયામવડે વ્યુત્પન્ન થએલું અથવા વિકાસ પામેલું મન કયે ઠેકાણે પ્રાણુની અવ્યવસ્થા થઇ છે, તે સહજ જાણી શકે છે, અને તે અવ્યવસ્થાને દૂર કરી શકે છે.

આ જ પ્રમાણે કોઇ ઠેકાણે જરૂર કરતાં પ્રાણની ન્યૂનતા થઇ હોય છે તો તેથી પણ વ્યાધિ થાય છે. આવા પ્રસંગે પણ તે ઠેકાણે પ્રાણની ગતિ પ્રસારવાથી અથવા તેની વૃદ્ધિ કરવાથી તે વ્યાધ સહજ. નિવૃત્ત થઇ રહે છે, વ્યાધિમાત્રને નિવારવાનો આ વિશ્વમાં કોઇ અમોઘ ઉપાય હોય તો આ એક જ છે, યોગમાં પ્રાણતત્ત્વનો જય કરવો, એ એક મુખ્ય અંગ છે. કારણ કે તેથી મનનો જય થાય છે, તે સ્થિર થાય છે, અને તે ધારણા ધ્યાન અને સમાધિ એ યોગનાં મુખ્ય અંગોની સિદ્ધિ થાય છે.

મહાસાગરપ્રતિ આપણે દૃષ્ટિ કરીએ તો શું જણાય છે ? તેમાં પર્વત જેટલાં મોટાં મોજાં આપણને જણાય છે, તેથી નાનાં, અને તેથી નાનાં મોજાં પણ આપણી દૃષ્ટિએ આવે છે. અને છેક નાના પરપોટા પણ આપણને તેમાં થતા જણાય છે. પણ આ સર્વના પૃષ્ઠભાગમાં મહાસાગર રહેલો છે, અને તેજ તેનું કારણ છે. જેમ પર્વત જેટલા મોટા મોજાનો મહાસાગરસાથે સંબંધ છે તેમ એક નાના પરપોટાનો પણ તેની સાથે સંબંધ છે.

આ જ પ્રમાણે આ વિશ્વમાં મહાઐશ્વર્ય અને યોગબળ સંપન્ન યોગીઓ જોવામાં આવે છે; તેમ સાધારણ શક્તિવાળા દીન મનુષ્યો પણ જોવામાં આવે છે. પણ આ બન્નેનું કારણ એક વસ્તુ સાથે આ બન્નેનો સંબંધ છે, ત્યાં ત્યાં જીવન છે ત્યાં ત્યાં તેમાં-તેના પૃષ્ઠભાગમાં અનંત શક્તિમત્ત્વ રહેલું જ છે, પછી તે પ્રકટ હો વા અપ્રકટ હો. જીવન અનંત શક્તિઓનો ભંડાર છે. જીવનતરીકે બધામાં તે સામાન્ય છે.

એક વનસ્પતિનાં છોડમાં, એક કીડામાં આ શક્તિ ઘણા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. મનુષ્યમાં કંઇક વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે, અને એક યોગીમાં તે ઘણા વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. યોગીશ્વરનામાં તો તે પૂર્ણ અંશમાં અથવા પૂર્ણ રૂપમાં જોવામાં આવે છે. પણ સર્વમાં ન્યૂનાધિક અંશમાં જોવામાં આવે છે, એમાં શંકા નથી જ.

આ સર્વ અભિમાનીઓમાં ધીમે ધીમે આ શક્તિ જાગ્રત્ થાય છે, અને તે પણ એક દિવસે પૂર્ણપદે, ઇશ્વરપદે પહોંચે છે. પણ તેમ થવામાં સમય ઘણો વીતે છે. અનંત વર્ષો, કે અનેક યુગો વીતે છે. પણ આ અનાદિ સૃષ્ટિમાં કાળની ક્યાં ગણના છે ?

તો પણ આ ઘણો લાંબો સમય, પૂર્ણપદે પહોંચવાને યોગી કહે છે, કે ટુંકાવી શકાય છે, આ અનંત સમયના મહાસાગરને યોગશક્તિવડે સત્વર તરી શકાય છે, અને પૂર્ણ અથવા શિખરની સ્થિતિ આ વિશ્વમાં છે, તેને સત્વર પહોંચી શકાય છે.

જો આ પ્રકૃતિના ક્રમથી મનુષ્ય વહેલો કદાચ તેને મનુષ્યમાંથી દેવ થવાને અનેક જન્મ જોઇએ, અનેક વર્ષ જોઇએ. વખતે એક લાખ કે તેથી પણ વધારે વર્ષ જોઇએ. વળી દેવમાંથી ઇશ થવાને તેને તે જ પ્રમાણે કેટલાએ જન્મ જોઇએ. અથવા લાખ બે લાખ વર્ષ જોઇએ. પણ યોગી કહે છે, કે આ સમય ઘણો ટુંકાવી શકાય છે, અને મનુષ્ય ધારે તો આ એક જ જન્મમાં અથવા :તો તેમાં પણ અમુક વર્ષમાં જ પૂર્ણપદે પહોંચી શકે છે.

જે ઇજીન કલાકે બે ગાઉ ચાલી શકે છે, તે જ ઇજીન જો તેની ગતિ વધારવામાં આવે તો કલાકે ત્રીશ ચાલીસ કે એંશી માઇલ પણ ચાલી શકે છે, તે જ પ્રમાણે જે મનુષ્ય અનેક જન્મે સંસિદ્ધિને પામી શકે છે, તે જ મનુષ્ય ધારે તો તે સંસિદ્ધિને એક જ જન્મમાં અથવા અથવા અમુક વર્ષમાં જ તેને પ્રાપ્ત કરી શકે છે,

અને શામાટે મનુષ્યે લાખો વર્ષ પર્યંત કે અનેક જન્મપર્યંત વાટ જોવી જોઇએ, તેટલો સ મય વીતાવવો જોઇએ, અથવા તેટલો સમય આ વિશ્વમાં પરાધીનપણે યથેચ્છ સ્થિતિ ન પ્રાપ્ત કરતાં ભટકવું જોઇએ ! અને તે પ્રમાણે પૂર્વે અનેક મનુષ્યોએ આ એક જ જન્મમાં, અથવા અમુક વર્ષમાં જ તે પદને પ્રાપ્ત કરેલું છે, એનાં અનેક દ્રષ્ટાંતો વિદ્યમાન છે. તો મનુષ્યે શામાટે જે વસ્તુ તેને આજ જન્મમાં પ્રાપ્ત થઇ શકે છે, તેને માટે અનેક જન્મ કે લાખો વર્ષ વીતવવાં જોઇએ !

યોગવિદ્યા એ જ દર્શાવે છે કે મનુષ્ય પૂર્ણપદને શી રીતે અનેક જન્મે સંસિદ્ધિ નહિ પામતાં એક જ જન્મમાં પામે અને પોતાનાં દુઃખમાત્ર દુર કરે. જે જે પૂર્ણપદે એક જન્મમાં પહોંચ્યા છે તે સર્વ સાધનશ્રેણીને સિદ્ધ કરીને જ તે પદને પામ્યા છે. જે અનેક જન્મે સિદ્ધ થાય તેને તેમણે એક જ જન્મમાં સિદ્ધ કર્યું છે. તેમણે પોતાના જીવનની એક ક્ષણ પણ નકામી ગુમાવી નથી અને માત્ર ધ્યેયને સિદ્ધ કરવામાં જ તેમણે પોતાના જીવનને ગાળ્યું છે.

ધ્યાનથી જ ધ્યેયની સત્વર સિદ્ધિ થાય છે. અને આ ધ્યાન કેવી રીતે કરવું તે યોગશાસ્ત્ર શીખવે છે.

પ્રેતાવાહનવિદ્યા અથવા ઇતર યોનિના જીવો કે જે અંતરિક્ષમાં રહે છે. તેમની સાથે પ્રાણાયામને કંઇસંબંધ છે ખરો? એટલું તો આજે પાશ્ચાત્ય શોધોથી સિદ્ધ થયું છે કે આ અંતારક્ષમાં અનેક જીવો, પ્રેતાદિ યોનિને પ્રાપ્ત થએલા વિચરે છે, તેમનું અસ્તિત્વ છે, પણ આપણે તેમને જોઈ શકતા નથી, કારણ કે તેમનાં શરીરો એવાં હોય છે, કે તે વર્તમાન નેત્રોવડે તે જોઇ શકાતાં નથી, તેમનાં શરીરનાં પરમાણુનાં આંદોલન અમુક સ્થિતિએ પહોંચેલાં હોય છે જેથી આપણે તેમને જોઈ શકતા નથી. જે પ્રકાશને આજે આપણે જોઈ શકીએ છીએ તે જ પ્રકાશનાં આંદોલનોની ગતિને વધારી દેવામાં આવે તો આપણે તેને જોઇ શકતા નથી, તેમ છતાં પણ કેટલાક એવા અભિમાનીઓ હોય છે. કે જે આવા પ્રકાશને પણ જોઇ શકે છે, કારણ કે તેમનાં નેત્રની શક્તિ આપણા કરતાં વિશેષ હોય છે. તે જ પ્રમાણે એ પ્રકાશનાં કિરણોને ઓછા કરી દેવામાં આવે તોપણ આપણે તે પ્રકાશને જોઇ શકતા નથી. કારણ કે તે જોવાની આપણાં નેત્રની શક્તિ નથી, પણ બીલાડી, વગેરે આવા પ્રકાશને પણ જોઈ શકે છે, કારણ કે તેમને તેવાં નેત્ર પ્રાપ્ત હોય છે. આપણી દૃષ્ટિની મર્યાદા પ્રાણનાં આંદોલનની અમુક ભૂમિકાથી જ નિર્ણિત થાય છે.

આપણા વાતાવરણને જોઇએ તો પૃથ્વીની પાસેનું તેનું પડ જાડું હોય છે અને જેમ જેમ આપણે ઉંચે ચડતા જઇએ છીએ તેમ તેમ આ પડ પાતળું થતું જાય છે. તે જ પ્રમાણે સમુદ્રની અંદર અને અંદર ઉતરતા જઇએ તો પાણીનું દબાણ વધારે અને વધારે થતું જાય છે. અને તેને લીધે જે પ્રાણીઓ છેક નીચે રહેતાં હોય છે તે ઉપર ચાલી શકતાં નથી અને જે ઉપર રહેતાં હોય છે તે અમુક મર્યાદાથી તળે જઈ શકતાં નથી. અને તે છતાં તે જવાનો પ્રયત્ન કરે છે, તો તેમના શરીર વિશીર્ણ થઇ જાય છે.

આ વિશ્વને તમે આકાશ તત્ત્વથી ભરેલો એક મહાસાગર ધારો, અને તેમાં પ્રાણની શક્તિનાં આંદોલનવાળાં જુદા જુદા થરો કલ્પો. મધ્યબિંદુ પાસે આ આંદોલનો વિશેષ ગતિવાળાં હોય છે, અને જેમ આપણે મધ્યબિંદુથી દૂર જઇએ છીએ તેમ તેમ આ

ગતિ ઓછી હોય છે. એક પ્રકારની ગતિવાળાં આંદોલનવાળા પ્રદેશને આપણે એક ભૂમિકા એવું નામ આપીએ છીએ. હવે ધારો કે આ પ્રમાણે આ વિશ્વમાં, આ અનંત મર્યાદાવાળા વિશ્વમાં આથી જૂદાં જૂદાં આંદોલનની ગતિવાળી જૂદી જૂદી અનેક ભૂમિકાઓ છે, હવે જે જીવો એક જ પ્રકારનાં આંદોલનવાળી ભૂમિકામાં રહે છે તે એક બીજાને જાણી શકે છે, જોઈ શકે છે, તેમને સ્પર્શ કરી શકે છે. પણ તે પોતાનાથી ઉપરની ભૂમિકામાં રહેનાર જીવોને જોઇ જાણી શકતા નથી.

તો પણ સૂક્ષ્મદર્શકયંત્રવડે જેમ આપણે ઝીણા પદાર્થોને જોઇ શકીએ છીએ, તથા દૂરદર્શકયંત્રવડે ઘણે દૂર રહેલા પદાર્થોને પણ જોઇ શકીએ છીએ, તે પ્રમાણે આપણે યોગવડે બીજી ભૂમિકામાં અથવા લોકાંતરમાં રહેલા જીવોને પણ આપણે જોઇ શકીએ છીએ. યોગવડે આપણે આપણી ભૂમિકાને અન્ય સ્થાનમાં કે અન્ય ભૂમિકામાં રહેતા જીવોના જેવી આપણી ભૂમિકા કરી શકીએ છીએ, અને તે જીવોને આપણે જોઇ જાણી શકીએ છીએ.

ધારો કે આપણે બેઠા છીએ તે ઓરડામાં એવા જીવો અથવા અભિમાનીઓ છે કે જેમને આપણે જોઈ શકતા નથી. અને આ પ્રમાણે થવાનું કારણ એ છે કે તેમના પ્રાણનાં આંદોલનોની અમુક ભૂમિકા છે, અને આપણા પ્રાણની અમુક છે. ધારો કે તેમના પ્રાણનાં આંદોલનોની ગતિ ઘણી વિશેષ છે, અને આપણી ઘણી ઓછી છે. આગળ જણાવી ગયા પ્રમાણે તે તેમજ આપણે બન્ને આકાશ તથા પ્રાણ તત્ત્વવડે બનેલા છીએ. પ્રાણતત્ત્વથી જ આપણે રચાયા છીએ. જે કંઇ ફેર છે તે માત્ર આંદોલનની ગતિનો છે. હવે જો આપણે યોગવિદ્યાવડે આપણા પ્રાણની ગતિને વધારીને પેલા જીવોના શરીરો જેટલી અથવા તેમના પ્રાણ જેટલી કરીએ છીએ તો તે અને આપણે એક જ ભૂમિકાઉપર આવીએ છીએ, અને આપણે તેમને જોઇ જાણી શકવાને સમર્થ થઇએ છીએ. જે મૂળતત્ત્વમાંથી આ સમગ્ર વિશ્વ રચાય છે, તેને આપણે જાણીએ છીએ તો એ સ્પષ્ટ જ છે કે આપણે આખા વિશ્વને જાણીએ છીએ. કારણનું જ્ઞાન થતાં કાર્યનું જ્ઞાન એની મેળે થાય છે. આ પ્રમાણે હોવાથી પ્રાણાયામને આવી દિવ્યદષ્ટિસાથે પણ

સંબંધ છે. તે જ પ્રમાણે જ્યાં જ્યાં અલૌકિક સામર્થ્ય જોવામાં આવે ત્યાં ત્યાં જાણવું કે તે યોગવિદ્યાને લીધે જ છે, તે આ પ્રાણ તત્ત્વનો જય કરવાને લીધે જ છે. આ જગતમાં પ્રતીત થતી સ્થૂલ શક્તિઓ પણ આ પ્રાણનો જ ચમત્કાર છે. જે ઈંજીનને વરાળ આવે છે, તે વરાળમાં તે શક્તિ કયાંથી આવે છે ? તે શક્તિ પ્રાણમાંથી જ આવે છે. આ પ્રમાણે શારીરની, કે મનની, કે બીજી ભૌતિક શક્તિઓ અથવા સામર્થ્ય માત્રઆ પ્રાણ તત્ત્વમાંથી જ પ્રકટે છે તેજ તેનું ઉત્પત્તિ સ્થાન છે.

પ્રાણાયામનો જે વિભાગ પ્રાણના સ્થૂલ અથવા શારીરિક રૂપનો સ્થૂલ અથવા શારીરિક પ્રક્રિયાવડે જય કરવાનું દર્શાવે છે તેને હઠયોગ કહેવામાં આવે છે, અને જે વિભાગ પ્રાણના સૂક્ષ્મ અથવા માનસ સામર્થ્યનો સૂક્ષ્મ અથવા માનસ પ્રક્રિયાવડે જય કરવાનું શીખવે છે તેને રાજયોગ કહેવામાં આવે છે.

( અપૂર્ણ. )

पंडित जगन्नाथ प्रभाशंकर.



॥ ॐ श्री ॥

# कीर्तन.

## अनुग्रहयाचन.

પદ ૧. (સચ્ચિતિ નૃહરિ મહેશ, એ લય.)

જય નરહરિ ભગવંત! પ્રણુતિ, ગ્રહેજ્ને આજ અનંત,<br>
પૂર્ણું અનુગ્રહ આજ પ્રસારો, શિશુગણુકેરા વાંછિત સારો;<br>
અન્યથી જે ના સધાય, આપકૃપાથી પમાય,<br>
કૃપામાહાત્મ્ય ન કથાય, મનમતિ વિરામે;<br>
આપ સ્વસંકલ્પથી સિંચો પ્રભુ! કરુણામૃત અત્યંત; જય૦<br>
જેને આપ અનુગ્રહપ્રાપ્તિ, તેને પ્રાપ્તવ્યની પર્યાપ્તિ,<br>
લૌકિક સુખો પ્રશસ્ત, તેને તુચ્છવત્ સમસ્ત,<br>
રહે અખંડ પરમ મસ્ત, આપ કૃપા પામ્યે;<br>
તેવો અનુગ્રહ રેલાવો ગુરુ! થઈને કરુણાવંત; જય૦

## मनने ज्ञानपूर्ण करवाथी थता लाभ.

પદ ૨. (ધર દદ હસ્યે વિરાગ રે, એ લય.)

જ્ઞાને કરો ઘનઘોર રે, મનરૂપી નભને.<br>
થાતું ગગન ઘનઘોર તો પડતી, વૃષ્ટિ ધરી અતિ જોર રે, મન૦<br>
જ્ઞાનથી મન ઘનઘોર થતાં થતી, દૈવી વૃષ્ટિ ચારે કોર રે; મન૦<br>
અંતઃસ્ફુરણા સ્પષ્ટ ઉડે તર. ગુંજાય આત્માનો શોર રે; મન૦<br>
દિવ્ય કાવ્યનાં તમઉર ઝરણાં, વહેશે આઠે પહોર રે. મન૦<br>
જ્ઞાનમેઘગર્જનથી ત્રુટે, ષડરિસિંહનો તોર રે; મન૦<br>
આ ઘનઘોર દશામાં રમતા, જગના શોર બકોર રે; મન૦<br>
આનન્દ મેઘમાં નર્તન કરતાં, પ્રભુ થશે જીવમોર રે, મન૦

શ્રી જ૦ દેવી.

## ઈશ્વરદર્શનનિમિત્ત સાધન સેવવા મનુષ્યને ઉપદેશ.

પદ ૩. (માયાના નચવ્યા નાચે રે, એ લય.)

કાંઈ કરી લે શુભ કમાણી રે, ઓ વ્યાપારિ! ઝટ સમજી.
સ્વચ્છંદે વર્તી કરે, અવળા નિત્ય વ્યાપાર,
કહ્યું ન માને કોઈનું, મતિહીન મૂઢ ગમાર; કાંઈ૦
ધન, ગૃહ, ભૂમિ સંઘરે, રક્ષે તુજ પરિવાર,
પરિણામે તારો અને, તેનો થશે સંહાર: કાંઈ૦
માત્ર વિષયનો ભોગ એ, છે નિષ્ફળ વ્યાપાર,
રણે ભલે ઝુઝે છતાં, અંતે હારની હાર; કાંઈ૦
આજ લગીમાં ક્યા વિષયથી, પામ્યો શાશ્વત સુખ?
આજ લગી ન મટી હવે પછી, કેમ કરી મટશે ભુખ; કાંઈ૦
આનું આ કરતાં જગે, ગયા ઘણા અટવાઈ,
પુનઃ ભ્રમણમાં જઈ પડયા, સમજ સમજ ઓ ભાઈ! કાંઈ૦
જન્મ ધરી પ્રાપ્તવ્ય શું, ને શું શું જ્ઞાતવ્ય,
વિચાર્યુંસરખું તેં નહિ, વળી વાસ્તવ્ય કર્તવ્ય; કાંઈ૦
સંસારે શું સાર છે, એનો કરી વિવેક,
સાર વસ્તુને સાધવા, ધરજે સાચો ટેક; કાંઈ૦
નરહરિપ્રભુની ભક્તિમાં, પ્રાપ્તવ્યનું રહસ્ય,
શ્રદ્ધાબલથી સાધી લે, કરી પ્રયત્ન પ્રશસ્ય; કાંઈ૦

પ્રમીલાબહેન.

---

## आत्मानुभव.

પદ ૪. રાગ વાગેશ્રી.

અંતર આનંદ આનંદ બસ છાયો,
વિમલ મનોહર, નિરુપમ સુખકર, રસ અદ્‌ભુત છલકાયો; અંતર૦
ત્રિભુવન મોહન, ચિતિઘન મુજમન, અહંબ્રહ્મ શબ્દ ગજાયો,
બ્રહ્મ ઈંદ્રને સૂર્ય ચંદ્રમાં, અખંડ હું જ છુપાયો, અંતર૦
હિરણ્યગર્ભને ઈશાદિથી પણ, પર અનંત લહાયો,
વ્યાકૃત અવ્યાકૃત, પ્રકૃતિનો વળી, અંશ છે હુંમાં શમાયો. અંતર૦
સ્વયંભૂ હું વિભુ, ત્રિકાલ સત્ય હું, સાક્ષી જગતનો કહાયો,
નિર્વિકારી, શુદ્ધ, ચેતન સ્વામિ, આત્મા હું ઓળખાયો; અંતર૦

ક્ષણુમાંહી ખેલ આ દીધો બતાવી, બિંદુ સિંધુમાં પલટાયો.
નૃસિંહગુરુએ, કરુણા કરીને, અમરરસ પ્યાલો પાયો. અંતર.

ચુ० ज० ओझा.

---

## आत्मशोधन करवा सुबोध.

પદ ૫. ( માનવ દેહમાં જી રે, એ લય.)

આત્મા શોધીએ, જી રે, ઉંડે દેહદેવળમાં જઇ.
પ્રાણિમાત્ર ઉરે વસ્યો છે, સૃષ્ટિસર્જનહાર; આત્મા०
બાહ્ય દેવળ દેવ આદિક, આત્મપ્રતીક ગણાય જી,
પ્રતીક યજી ક્રમથી મૂલાકૃતિપ્રતિ જ્ઞાની જાય; આત્મા०
શુદ્ધ આત્માનું સ્વરૂપ તો, દેહમન્દિરમાંહ્ય જી,
ધ્યાન ને સંયમબલેથી, સહજ સ્પષ્ટ જણાય, આત્મા०
આત્મદેવની દિવ્ય વિદ્યાશક્તિ પણ છે ત્યાંય જી,
યોગી તેને સેવી આઠે સિદ્ધિ પામી જાય; આત્મા०
દેહના અભ્યંતરે છે [1]પાંચ મન્દિર દિવ્ય જી,
સર્વના અંતરાલે જઇ, નિરખ સચ્ચિત્ શિવ; આત્મા०
અનવધિ સામર્થ્ય ત્યાંથી સંયમીજન [2]સહાય જી,
અનુભવીઓ અનુભવોની કહાણીમાં જે ગાય; આત્મા०
મહા પુણ્યબલે મળ્યું છે, દેહદેવળ ભવ્ય જી,
આત્મદર્શન કર તું ત્યાં વસી, જે પરમ [3]અનુભવ્ય; આત્મા०

श्री ज० वेषी०

---

## तमारामांना सर्वोत्तम अंशनुं उदारताथी दान करो.

પદ ૬. ગઝલ.

બનો કંગાલ ના જગમાં, દીયોને દાન નિજ હાથે,
તમારૂં વિશ્વ આખું છે, હઠો પાછા ન કોઇ વાતે.
ખજાનો દાટી ના મૂકો, દેવાને દાન ના ચૂકો,
ગશે સાથે, દીધેલું આ, જગે આદાર્યથી હાથે.
તમે જાણેલી વિદ્યાને, કરો જાહેર દુનીયામાં,

---

૧ પાંચકોષ. ૨ મેળવે, ગ્રહણ કરે. ૩ અનુભવવા યોગ્ય.

ધરી ઉત્સાહ શીખવજો, પ્રયોગો પ્રેમે નિજ હાથે.
તમે જે જ્ઞાનથી શાંતિ સુખો આ જીવનમાં માણ્યાં,
કહી જિજ્ઞાસુને ક્રમથી, ચઢાવો ઊર્ધ્વ નિજ હાથે.
ગણીને સર્વ પોતાના, ધરી આદાર્ય સહુ દેજો,
તમારૂં તેથી ખુટશે ના, પામશો દ્વિગુણ નિજ હાથે.
પ્રભુની બાદશાહીમાં, તમારા અહંને સ્થાપી,
કરો કંગાલને શ્રીમંત, દઇ હાથે અને હાથે.

ભો જ૦ દેવો૦

---

## ब्रह्मदर्शन करवुं ए ज साची जाग्रति छे.

પદ ૭. (ચિદાકાશ વિણુ અન્ય કાંઇ નથી. એ લય.)

સ્વપ્નવિષે શું મહાલે મિથ્યા, જાગ્રત્ થા હાવે,
[1]સ્વાપ્ન સુખો નથી સત્ય પરંતુ ઇન્દ્રજાલ સમ કહાવે,
ભાઇ! તું જાગ્રત્ થા હાવે.
સ્થિર ન રહે તુજ ભોગ, ભલે તું ભોગવતો તોયે,
વસ્તુ વિચારે ઠર્યું જે ખોટું, તે કેમ સત્ય જ હોયે; ભાઇ૦
સદા સનાતન સત્ય એક છે, બ્રહ્માનુભૂતિ,[2]
બાજું સ્વપ્નસમું છે મિથ્યા; તેની કરવી શી સ્તુતિ; ભાઇ૦
[3]આગમ-અપાયી પ્રાણીપદાર્થો, આવે અગપાયે,
સ્વપ્નસમા એ ખટાટોપથી, વિવેકી ન લલચાયે; ભાઇ૦
પ્રતિમાને અનુભવને અંતે, જગત્ અસત્ માન્યું,
જે જાગ્રત્ સ્થિતિમાંહિ આવ્યા, તેણે તેને ન જાણ્યું; ભાઇ૦
અવિદ્યાતણા ગાઢ ઘેનથી, જાગ હવે ભાઇ.
સત્ય સ્વરૂપની નિજ જીવનમાં, કરી લે શીઘ્ર કમાઇ; ભાઇ૦
સમ સર્વત્ર સ્વરૂપ અનુભવવું, એ જાગ્રત સ્થિતિ છે,
તે ભાને જે રહે સદાયે, નિદ્રા તેની વીતી છે; ભાઇ૦

પ્રમીલા બહેન.

---

૧ સ્વપ્નનાં. ૨ બ્રહ્મનો અનુભવ. ૩ આવવા જવાના સ્વભાવવાળા.

## अंतर्यामीनो साक्षात्कार करवा बोधवचन.

પદ ૮. (અંતર રે, અહા હા, એ લય.)

લેવા અનુપમ અનુભવલ્હાવ, તારો અંતર્યામી જગાવ,
ક્ષણ ક્ષણ તેપ્રતિ ધરી ભાવ,
તેના અભિમુખ થઈ રહે સાવ રે, લેવા૦
બુદ્ધિ ને તર્ક ને યુક્તિ જગાવવા, વ્યર્થ તું કર ન પ્રયાસ,
એ બધું જાગાવાથી નહિ થાશે, તુજ ઉર શુદ્ધ ઉજાસ રે; લેવા૦
તારાથી બાહિર બેઠેલા દેવ જગવવામાં કાળ ન ગાળ,
અંતર્યામી છે દેવ સચેતન, તેને જગવ તત્કાળ રે; લેવા૦
તારા અંતર્યામીમાંહિ રહ્યાં જે, સુખ સામર્થ્ય ને જ્ઞાન,
લોક ચતુર્દશના ઇશના પણ, છે નહિ તેના સમાન રે; લેવા૦
અલ્પતા ટાળવા પૂર્ણતા ભાળવા, કર ન ઉપદ્રવ અન્ય,
અન્યથી મોહબુદ્ધિ ત્યજી થા તું, અંતર્યામીથી અનન્ય રે; લેવા૦
'આ સુખ દેશે' કે 'આ મને ફળશે,' મિથ્યા એ લાલસા છોડ,
ભાવાતિશયતાવડે તુજ સર્વાંશ, અંતર્યામીમાં જોડ રે; લેવા૦
વિશ્વની મહાશક્તિઓ તું જગવે, છો કરી યત્ન સમર્થ,
પણ અંતર્યામી જાગ્યાવિણ, તુજઅર્થ તે સઉ વ્યર્થ રે; લેવા૦
તારો અંતર્યામી જે ક્ષણ જાગ્યો, જાગશે તે ક્ષણ સર્વ,
તારી મહત્તાને ન્યાળતાં ત્યજશે, દેવાદિકો પણ ગર્વ રે; લેવા૦

---

## इष्टना प्रकट दर्शन करनार साधकना आनंदोद्गारः

પદ. ૯ (નયને આવોને આજ વાલમા, એ લય.)

નયને આવ્યા આ ભૂલોકમાં, અમ સુભાગ્યે ભગવાન,
જેને માટે તો મહા યોગિઓ, કરે તપન રોધી પ્રાણ; નયને૦
કંઈકે ગાળ્યાં છે પૂર્વ કાલમાંરે, રુધિર માંસ અને હાડ,
બુદ્ધજેવાએ ઘર છોડીને, શોધ્યા જંગલ કંઇ ગાઢ; નયને૦
બલિએ જેની કૃપા પામવા રે, દીધું સર્વસ્વ દાન,
[1]સુર સરીખાએ નેત્ર ફોડીને, કષ્ટ સ્વીકાર્યાં મહાન; નયને૦
કંઈકે ત્યજ્યાં છે રાજ્યપાટને રે, જેહ પ્રભુપ્રાપ્તિકાજ,
અમને તે સ્વયં કૃપા લાવીને, સામા આવી મળ્યા આજ; નયને૦

---

૧ સુરદાસ.

મોંના માગેલા મેવા આપતા રે, નાથ અમારા ઉદાર,
દુઃખનું છમકલું કદી કરે, પણ પાછા પીગળનાર; નયને૦
અધિકારવૃદ્ધિતણી યુક્તિઓ રે, બતાવતા ધરી ભાવ,
આલસ્યે તે ન અમો સાધીયે, છતાં ધરે ના અભાવ; નયને૦
પ્રભુથી વિમુખ થવાનો રહ્યો રે, અમારો તો સ્વભાવ,
ઘડી ઘડી પણ સંમુખ થઇ પ્રભુ, દે છે કરુણાનો લ્હાવ; નયને૦
એવા એ અનુગ્રહ સ્વભાવના ! રે, રહો અમ શિરે અખંડ,
યથાશક્તિ આપ ગુણો ગાઇને, અમે ખેલશું વ્રહ્માંડ; નયને૦

**શ્રી જ૦ દેવી.**

---

## इष्टरक्षित वृत्तिना भावो.

પદ ૧૦. (તમે શા માટે શ્યામ મહેને, એ લય.)

મને રક્ષી રહ્યા છે સદા વિશ્વના પતિ,
વિશ્વના પતિ, થઇ કૃપાલુ હુંપ્રતિ; મને૦
શાને જગતજીવો તણી, ઇચ્છું હવે હું સ્હાય,
પરવશ એ પ્રાણીથી શું, અન્યનું રક્ષણ થાય,
જ્યારે જે જોઇએ તે મારા પ્રભુ આપતા,
સહજ મારી કામનાઓ સિદ્ધ થઈ જતી; મને૦
હું કૃતઘ્ન ને અણુખ તો, વિસરી આ ઉપકાર,
યથેચ્છ પ્રવૃત્તિ કરૂં, પણ તે ન જુએ લગાર;
વાત્સલ્યપૂર્ણ પ્રભુ દોષો ઉપેક્ષીને,
જે તે રીતે મારી સાધે ઉન્નતિ; મને૦
તન મનને સંભાળીને, ગતિ તેની ઉત્કૃષ્ટ—
કરતા પ્રતિક્ષણ વિધિવડે, રહી આગળ ને પૃષ્ઠ,
બુદ્ધિ આદિ કરણો વિપરીત માર્ગે જો વહે,
તો તો સત્ય સમજાવી દેતા સ્ફુરણથી; મને૦
પરિણામે પરિપૂર્ણ થઉં, ઇચ્છા રહે ન શેષ,
એવી આંતર સ્થિતિ થવા, દે ગુરુવર ઉપદેશ,
વહાલાનું વહાલ વાણીથી હું વર્ણું શા રીતે,
મનથી માત્ર જાણી રહું, તેની ઉપકૃતિ;[1] મને૦

**પ્રમીલાબ્હેન.**

---

૧ ઉપકાર.

## સદાયે તું નિરાળો છે.

### પદ ૧૧. ગઝલ.

સમજ કે વિશ્વ આખાથી, સદાયે તું નિરાળો છે,
વિશ્વ તુજ પાસ પ્રાણી છે, અને તેનો તું ગાળો છે.
ન બંધન કોઈ પણ તારે, તું તો સ્વાતંત્ર્યવાળો છે,
પ્રાણવંત તું તો બુલબુલ, વિશ્વ તો માત્ર માળો છે;
વિશ્વબંધન નથી તારે, તને જે જાણી તેં લીધો;
ભૂલી તુજ રૂપ, બંધનનો, બખેડો તેં ઉભો કીધો.
હું કર્તા છું હું ભોક્તા છું, વગેરે માનીને તેં તો;
વિવિધ આ બંધનો હાથે કરી વ્હોરી લીધાં છે તો.
ન કર્તા હું, ન ભોક્તા હું, ન હુંમાં કંઈ જીવજેવું.
સકલથી હું નિરાળો છું, કરી લે ભાન તું તેવું.
અને એ ભાન વારંવાર અનુભવમાં ઉતારી લે,
પછી તું જાણ નિશ્ચયથી, સદાયે તું નિરાળો છે.

---

## પ્રખર તત્ત્વચિંતન સેવવા પ્રબોધ.

### પદ ૧૨. (પ્રતિજ્ઞા આજ મેં ધારી, એ લય.)

સ્મરણની ધૂન મચાવી, ચૈતન્યને દે તું જગાવી રે; સ્મરણની૦
સર્વ કરણમાં સ્મરણનો આજે, વહેતો કરીને પ્રવાહ,
અણુ અણુ દે ઝંઝણાવી; સ્મરણની૦
પાંચે કોશોના અવધિસુધી તારા સ્મરણનો પહોંચાડ તાર,
સુષુમ્નને દે ખળભળાવી; ચૈતન્યને૦
સ્મરણનું ગર્જન એવું પ્રચંડ તું, કર જેથી ષડ્રિપુ સઘ,
નાસે નિજ સત્તા ઉઠાવી; સ્મરણની૦
ઋતંભરા પ્રજ્ઞા પ્રકટાવી, સ્મરણથી થા સર્વજ્ઞ,
અડંગા ધ્યાને જમાવી; ચૈતન્યને૦
અન્ય ચિંતનરૂપ ઘાસના રાશિ, ફૂંકી તું દે પળમાંય,
સ્મરણ અગ્નિને ભડભડાવી; ચૈતન્યને૦

સ્મરણની સંતત ધારા બંધાતાં, રહે માત્ર સ્વરૂપનું ભાન,
જાણુ કુંચી હાથ ત્યાં આવી; સ્મરણની૦
સ્મરણને અંતે સ્મરણુ સ્વરૂપ તું, લહેજે પોતાને એવ,
નિઃશેષ અહંને વિલાવી; ચૈતન્યને૦

શ્રી જ૦ દેવી.

---

## " जगमांहि जीवतां ज मरजे. "

પદ ૧૩. ( આ જીવન પ્રભુખાણુની છે, એ લય.

[1]આ જીવિત મૃત્યુ વિષે રે' જગે જ્ઞાની માનવી,
જ્ઞાનકેરી ચરમ દશા એ, એ સ્થિતિ છે અવનવી.
પ્રાચીન અર્વાચીન જીવન્મુક્તો રહ્યા એ અનુભવી,
પરિપાક થાતાં જ્ઞાનનો અંતિમ દશા આ ઉપજવી.
છે જીવન્મુક્તત્વે મઝા, કહે તત્વજ્ઞાનીઓ કવિ,
જ્યાં કર્મબંધન કે ન ઇચ્છા કોઈ પણ રહે પ્રકટવી; આજીવિત૦
વેદાન્તમાં જેને વિવિધ રીતે સદોદિત વર્ણવી,
આ જીવનની જાગ્રત્ દશામાં મૃત્યુ અનુભૂતિ[2] ન જવી;
ઓ તત્વ જિજ્ઞાસુ ! ધરો, કાને કહે જે અનુભવી,
લૂંટો અમરરસ જીવન્મુક્તત્વની દશા ગ્રહીને નવી; આજીવિત૦

શ્રી જ૦ દેવી.

---

## इष्टाश्रित साधकना अभयोद्गार.

પદ ૧૪. ( ધન્ય ધન્ય આ વિશ્વમાં તેજમતિ, એ લય. )

ગાજે ગાજે, મારે શિરે વિશ્વપતિ, પછી શાની ભીતિ; ગાજે૦
જેના આધારે ત્રિભુવન સ્થિત છે, જેના આશ્રયનીચે સર્વનું હિત છે,
તેના હસ્તની મારા પૃષ્ઠે સ્થિતિ; ગાજે૦
જેના અમર્યાદ રક્ષકબલથી, રક્ષાય સર્વ અનાદિ સમયથી,
તેની મર્યાદામાં ખેલું અતિ; ગાજે૦
મનમતિવાણીના પ્રેરક જે છે, સોંપી કરણુ મુજ તે સત્તાનીચે,
ધારૂં અખંડ હું મસ્ત વૃત્તિ; ગાજે૦

---

૧ આખા જીવન પર્યંત ૨. મૃત્યુનો અનુભવ.

રંક બકરી સિંહનો આશ્રય લઇ, ગજના મસ્તકપર બેઠી ચઢી જઇ,
(તેમ) ષડરિશિરે ચઢું પ્રભુબલથી; ગાજે૦
વાયુબલે તૃણ જેમ ઉડીને, બેસે જઇ મસ્તકે નરપતિને,
તેમ ઉડું બ્રહ્મધામપ્રતિ; ગાજે૦
પ્રભુઆશ્રિત મને જાણી પ્રતિકૂલ, અદૃષ્ટ પણ થઇ જાતું અનુકૂલ,
ત્યાં મારી કોણ કરે પડતી; ગાજે૦
સ્વાસ્થ્ય, સામર્થ્ય ને શાંતિ અપરિમિત, ભોગવી વૃત્તિ આ મારી સતત હિત,
પરમ પ્રસન્નતા અનુભવતી; ગાજે૦
ઉપેન્દ્રગુરુબલે રક્ષાઇ રહું છું, બ્રહ્મભાને હું અખંડ લહું છું—
દશદિશ મુજ જયથી ગાજતી; ગાજે૦

---

## तत्त्वानुसंधानपूर्वक हृदयवीणा वगाडवा बोध.

પદ. ૧૫. ( મારે અંતરે પધારો અધિરાજ, એ લય. )

તમે ચડકાવો વીણાતણા તાર, એકતાર
બનીને આજે દિવ્ય રાગમાં.
થશે તેનો સુરી લો રણકાર—ઝણકાર,
સંવાદી થાતાં દિવ્ય રાગમાં.

પ્રભુ હાથની રચેલી એ મધુર વીણા;
જેમાં બળના છે સુર કોમળ ને તીણા,
એ તો બ્રહ્માંડ હલમલાવનાર; એકતાર૦
મૃત્યુલોકમાં આ હૃદયવીણા વાગતી,
દેવ-છત્રકોટિ સ્વર્ગે તેથી જાગતી,
એ સ્વરે ત્રિલોકતત્ત્વ ખેંચાનાર; એકતાર૦
જેવો તાર વાગે તેવો પ્રસરતો ધ્વનિ,
રમ્ય તાર છેડી જગવો આત્માની ધૂની,
બ્રહ્મ-બ્રહ્માંડે થાઓ એકાકાર; એકતાર૦

શ્રી જ૦ દેવી.

## इष्टशरण प्राप्तजनोनी कृतकृत्यता.

પદ ૧૬. (આજે સઉના હૃદયે પ્રભુ, એ લય.)

પામ્યાં પ્રાપ્ત્યાં સુખો શરણે આવી હો, સહજે સુધર્યાં નિકૃષ્ટ આ ભાવિ.
વ્યવહાર પરમાર્થને સાથે સાથે, સધાવી સહજમાં સુધાર્યાં સઉ વાતે,
મનોબળ દીધું પ્રકટાવી હો; સહજે૦
જ્ઞાતવ્ય પ્રાપ્તવ્યને રુડો રીતે, સમજાવ્યું રહીને નિકટમાં નિત્યે,
કર્તવ્યે સઉને દઢાવી હો; સહજે૦
મિઠી મિઠી નિજ મંજુલ વાણી, શુણાવી અંતર્ ભાવને આણી,
આનન્દ રસને રેલાવી હો; સહજે૦
કરુણાલુએ કરી દોષ ઉપેક્ષા, સર્વ દીધું જેની અમને અપેક્ષા,
પામરને શિખરે લાવી હો; સહજે૦
પ્રભુપદપ્રતિ હતી પૂર્વે અપ્રીતિ, વધતી જતી દશ્ય પ્રપંચની પ્રીતિ,
ક્ષણમાં પ્રભુએ તે હઠાવી હો; સહજે૦
શાશ્વતિ શાંતિને શરણથી પામ્યાં, નિર્ભયપદમાં આવી વિરામ્યાં,
ભાગ્યસ્તુતિ શું ગાવી હો; આજે૦
રમીએ અહોનિશ હાવે ચરણમાં, અમને છે આનન્દ સુખ ભવરણમાં,
વદીએ જય શીર્ષ નમાવી હો; આજે૦

ભો૦ જ૦ દેવી.

---

## अहंब्रह्मनी भावना साथे सेववी जोइती सावधानता.

પદ ૧૭. (સ્વરૂપને ના લહ્યું રે, એ લય.)

'હું બ્રહ્મ છું' એ ભાવનારે, હું સેવું સદાકાળ,
મુજ સદ્ગુરુએ એ જ દીધો છે, પરમ પુનિત ઉપદેશ,
તદનુસાર આચારવિચાર કરી ત્યજું જીવત્વવેષ;
બ્રહ્મલક્ષણો ચિંતવું, આરંભે ઉરમાળ,
જીવત્વના ગુણધર્મને, કરૂં હું દૂરથી બાળ; બ્રહ્મ છું૦
બ્રહ્મ હું છું એમ જાણું પછી કેમ હુંથી ક્રોધ કરાય,
મોહ, શોક, ભય આદિ વિકારો, મુજથી કેમ ધરાય;
બ્રહ્મભાન સાચું થવા, બ્રહ્મતણા ગુણધર્મ—
ચિંતી પ્રતિવ્યવહારમાં, કરૂં તદનુરૂપ કર્મ; બ્રહ્મ છું૦
બ્રહ્મભાનમાં કદી પણ ન ટકે, ચિંતા, રાગ, દ્વેષ,

તો પછી ચિંતાદિ જરી સ્ફુરતાં, દૂર કરૂં હમેશ;
શાંતિ, તૃપ્તિ, આનંદ ને, પૂર્ણતા તણું ભાન,
મુજ ઉર રાખી, ના કશાથી, થાઉં ચલાયમાન; બ્રહ્મ છું૦
આવવું જવું નથી બ્રહ્મસ્વરૂપમાં, હાનિવૃદ્ધિ ન લેશ,
દ્વૈતપ્રતીતિ જ્યાં નથી ત્યાં શું લેવું ત્યજવું વિશેષ;
આધિ વ્યાધિ આદિ ન ત્યાં, ન ત્યાં નામ ને રૂપ,
નિરાવરણ નિર્લેપ છે, એ મુજ આત્મસ્વરૂપ, બ્રહ્મ છું૦
સમસર્વત્ર સ્વરૂપ સત્તાને, સ્વિકારીને હું ઉર,
સદાય નિર્ભય નિઃસ્પૃહ રહેવા, કરૂં પ્રયત્ન જરૂર;
પ્રતિકૂલ પ્રસંગમાં ન હું, અવિદ્યાશરણ જાઉં,
બ્રહ્મલક્ષણો ધારતાં, સદા સ્વરૂપસ્થિત થાઉં; બ્રહ્મ છું૦

**प्रमीलाबहेन.**

---

## इष्टने बोलाववाना कृतनिश्चयनुं श्रीइष्टने निवेदन.

પદ ૧૮. ( રંક દાસની આજ વ્હારે, એ લય. )

હવે સાંભળ્યા વિના પ્રભુ છુટકો નથી,
હું તો આપનાએ કાન હવે ફોડું રે,
હાવે નહિ છોડું પ્રભુ.
આજ લગી તમે નથી સુણ્યું મારૂં,
પણ હાવે ન તે ચાલનારૂં,
તમ મૌનને હવે જરૂર તોડું રે; હાવે૦
આપ મંત્ર વૈખરીથી હું બોલી.
તમ કાનના એ ધાક દઇશ ખોલી,
ઉંડા ઉતરીશ જેમ કરશો મોડું રે; હાવે૦
સુણી વૈખરી ન દ્વાર જો ઉઘાડો,
મધ્યમાથી હું પાડીશ રાડો,
વૈખરીથી બળ વાપરીશ દોઢું રે; હાવે૦
અને સુણશો ન જો મધ્યમાથી,
જઇ બોલીશ પશ્યંતીમાંથી,
ઝીણો વાણીનો તાર ત્યાંથી જોડું રે; હાવે૦
હજી પણ જો ન સાંભળશો સ્વામિ !

બોલ્યું આવી પરામાં સ્હામસ્હામી,
પછીથી ક્યાં સંતાડશો મ્હોડું રે; હાવે૦
ગમે તેમ કરી વાણી તમથી જોડું,
પણ તમને નહિ હવે છોડું;
આખર બોલાવી મુછ હું મરોડું રે; હાવે૦

## अन्तः स्फुरणारूप कोकिलाना कूजनश्रवणथी अभिमानीने थतां हर्षोद्गार.

પદ ૧૯. ( મહારસનો, ઉદધિ, એ લય. )

કરતી ટહુકા, કોયલ પેલા આંબલીયે,
આંબલીયે, કરે ટહુકો, કોયલ૦
ઉંડાણે રહીને કરે, ટહુકો અહા ! કંઇ મધુરો,
સંકલ્પો શમતાં, સહજે શુણું હું પૂરેપૂરો, કોયલ૦
નિર્મલ વસંત ઋતુ, ચિત્તમાં જ્યારે છવાતી,
ત્યારે કોઈ સમયે, કોકિલા દૈવી શુણાતી; કોયલ૦
એના ટહુકાથી મારૂં આંતર વન ગાજી ઉઠે,
જાણું ના એ તે, ટહુકે રહી ક્યાં—કોની પુંઠે; કોયલ૦
એ સ્વર સાધીને, અનુસરૂં હું જ્યારે જ્યારે,
કોઇ અપૂર્વ પ્રગતિ, અનુભવું મુજમાંહિ ત્યારે; કોયલ૦
કદી કદી તો એવો, અવનવો ટહુકો એ કરતી,
જે શુણતાં મારી, અદ્‌ભુત થઇ જતી સ્થિતિ; કોયલ૦
સ્વચ્છંદી કોયલડી એ, બોલે અણધારેલા કાળે,
તે સમયે મારૂં, હુંપણું શિખરે જઇ મહાલે; કોયલ૦
બોલ બો બોલ કોયલ ! હરઘડી કહું છું તને યાચી,
તુજ ટહુકે ટહુકે, વૃત્તિઓ મારી રહે નાચી; કોયલ૦

શ્રી બા૦ દેવી.

## कर्तव्यदर्शन.

પદ ૨૦. ઠુમરી.

કંઇક કાળ પ્રતિદિન એકાંતે, ત્યજી વ્યવહાર, વીતાવો રે,
બાહ્યઉપાધિ હોય નહિ ત્યાં, સ્વસ્થ બનીને જાઓ રે; કંઇક૦

ઘરમાં કે કોઇ બાહ્ય પ્રદેશે, એક સ્થાને નિત્યે રે,
જઇને કંઇક સમય ગાળ્યાથી, લાભ થાય બહુ ચિત્તે રે. કંઇક૦
બાહ્યવસ્તુ ત્યાં રાખો ન એવી જે, જગવે મલિન સંસ્કારો રે,
સ્વચ્છ નિરૂપદ્રવદેશે જઇ, સંગતિમાત્ર વિસારો રે; કંઇક૦
યથેચ્છ આસનથી ત્યાં સ્થિત થઇ, શાંતિ શબ્દ ઉચ્ચારો રે,
શાંતિનું વાતાવરણ જમાવી, અધિક સ્વાસ્થ્યને ધારો રે; કંઇક૦
શરીર પણ નથી આવ્યું તમારૂં, એ સ્થાનકમાં એવું રે,
મન પણ ત્યાંથી દૂર રહ્યું છે, જાણી એવું લેવું રે; કંઇક૦
હું એવી એક વસ્તુમાત્ર ત્યાં, અન્ય ન કોઇ ઉપાધિ રે,
હું ત્યાં ખેલે, હું ત્યાં બોલે, હું ત્યાં કરે સમાધિ રે, કંઇક૦
આવો ભાવ અખંડ જમાવી, રાખવા પ્રયત્ન સેવો રે,
અન્ય કોઇ સંકલ્પ ઉઠે ત્યાં, સહજે શમાવી દેવો રે; કંઇક૦
જાણો ત્યાં હુંનું મુક્તપણે કેવલ સામ્રાજ્ય પ્રવર્તે રે,
સ્વભાવથી પછી હું એવું પણ, જાગ્રત્ ભાન નિવર્તે રે; કંઇક
ઘટિકા અર્ધઘટિકા આવી રીતે મસ્ત પડી રહો રે,
પરિપૂર્ણ સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદ સ્થિતિ અનુભવી લો રે; કંઇક૦
કંઇક કાળ અભ્યાસ જામતાં, આનન્દોર્મિ ઉઠશે રે,
અને પછી એ ભાવ દઢાતાં, દુઃખો ત્રિવિધિ ત્રુટશેરે; કંઇક૦

---

## उपास्यसाक्षात्कारना दृढ अनुमाने उपासकवृत्तिनो अनुभवातो आनंद.

પદ ૨૧. (નરહરિનાથના મુજ શિરઉપર, એ લય.)

આનંદ આનંદ આજે અતિ પ્રભુ મુજ મન્દિર આવનાર છે,
સુખમય, સુખમય સંસાર લાગે, મન માન્યા મળનાર છે.
મન મલકાતું, ઉત્સાહે સોહાતું, થયું મદમાતું રે........
કંઇ ન કરે, નામ સ્મરે; આનંદ૦
ગુપ્ત સંકેત જણાવ્યો'તો તે આજ પૂર્ણ પ્રભુ કરનાર છે.
બીજી નવાઇ, આથી શું કે'વાઇ, શી આપું વધાઇ રે........
ઘેલું કરે, મનડું ખરે, આનંદ૦
ચિંતામણિ આજ હાથ ચઢયા પછી મારા જ્યાં ત્યાં પોબાર છે.
થઇ રહું શ્રીમંત, પુણ્ય ભાગ્યવંત, સૌના પરમ સંત રે......
મુજ નજરે, આવી ઠરે, આનંદ૦

સત્સુખ, સંપત્તિ, સામર્થ્ય, ઐશ્વર્ય, મુજમાંથી શું ખૂટનાર છે.
સામર્થ્યાધિપતિ, થાશે જ્યાં ગૃહપતિ, રહીશ' પૂર્ણત્વથી રે......
બહિરંતરે, જીવનભરે, આનંદ૦

—◆— प्रमोलाबहेन.

## ब्रह्मरुपताना भानथी थतो अनुभव.

પદ ૨૨. ( ચિદાકાશવિણુ અન્ય કાંઇ નથી, એ લય. )
અનન્ત આ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ મુજમાંહિ,
મુજને એ ન શમાવી શકતું, નિજમાં કિંચિત્ ક્યાંહિ;
સ્થિતિ બ્રહ્માંડની મુજમાંહિ.
મુજથી છે આ સર્વ ઉદ્ભવ્યું, વિલાસ એ મારો,
કર્તા અને અકર્તારૂપે, હું થી કોઇ ન ન્યારો; સ્થિતિ૦
મારા સ્વરૂપવિષે જ પ્રકાશે, સૂર્ય, ચન્દ્ર, તારા,
મારામાં એ ઉગે આથમે, ઝળકે ને ખરનારા; સ્થિતિ૦
અજ્ઞાનીને વિશ્વ શમાવે, નિજમાંહિ નિત્યે,
તત્વજ્ઞ નિજમાં વિશ્વ શમાવે, તત્ત્વાભ્યાસની રીતે; સ્થિતિ૦
મહિમા મારો વેદો ગાતા, મુક્ત સ્વતંત્ર કહીને,
નેતી નેતી વદી વળી અટકતા, બ્રહ્મનો પાર ન લહીને; સ્થિતિ૦
મારા અમાપ બૃહદ્પણાને, કલ્પી ન કોઇ શકે,
મુજમાં પ્રતીત થતું બધું તદપિ, સ્વતંત્રરૂપે ન ટકે; સ્થિતિ૦
આવી અકલ્પ્ય છતાં સત્ય સ્થિતિ, તત્વજ્ઞો જાણે,
વિરલ આવા અનુભવમાં ઝુલતાં, મોજ અનેરી માણે; સ્થિતિ૦

શ્રી જ૦ દેવી.

## अंतिम स्तुतिनिवेदन.

પદ ૨૩. ( જય સુખધામ, એ લય. )
પ્રેમનિધાન! કરુણાવાન્! જય ભગવાન્! જય ભગવાન્!
અનુભવી આજ વાસ્તવ જ્ઞાન, લહ્યાં પરમ પ્રાસન્યસ્થાન; પ્રેમ૦
મન આ સહજમાં અમનપદે જઈ ગળતું,
જીવભાન જઇ શિવભાન ઉરે ઝળહળતું;
થાતાં આપસમાન રે, વાણીતાન,
અમે કરીં પ્રભુઉપકૃતિગાન; પ્રેમ૦